# શ્રી ઉમીઆ સત છે.

## કડવા પાટીદાર સુધારક ગાયન



રચનાર તથા છપાવીપ્રસીદ્ધ કરનાર

**પા. ગંગારામ જેઠીદાસ છત્રાલા.**

**મુ. અમદાવાદ દરીયાપુર લાલબાવાના ટેબે**

| | |
|---|---|
| આવૃતિ ૧ લી | પ્રત ૨૦૦૦ |
| સંવત ૧૯૬૫ | સને ૧૯૦૯ |

પટેલ પોચાલાલ ચકુભાઇ મહાદેવવાળાએ છાપી.
શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસ પીરમશા રોડ—અમદાવાદ

કીમત અમુલ્ય

# પ્રસ્તાવના

પ્રીય વાંચકો આવા ટુંક ગ્રંથને પ્રસ્તાવનાની જરૂર નથી પણ પ.ટી.દ.ર જ્ઞાતી સુધારાને લીધે થોડો ભાગ આપવામાં આવ્યો છે.

પાટીદાર કોમ આધુનીક સમયથી ભરનીંદ્રાને સ્વાધીન હતી પણ હાલમાં તો જાગ્રત થઇ પોતાના સુખનાં સાધન શોધવામાં તત્પર થએલી જોવામાં આવે છે માંટે તેવા કામમાં મદદ કરવા હમો એ નીચેના ગ્રહસ્થોના આશ્રયથી આ પુસ્તક છપાવી બહાર પાડ્યું છે માટે દરેક સ્વજ્ઞાતી બંધુઓએ પોતાના કુટુંબીઓને ભેગા કરી વાંચી બતાવવાની હમો ભલામણ કરીએ છીએ.

---

## આશ્રય આપનાર ગ્રહસ્થોનાં નામ.

| | |
|---|---|
| પા. દાજીભાઇ<br>પા. આતમારામ<br>પા. છગનલાલ | આર્યોદય મીલના માસ્તર |
| પા. જેશંગભાઇ<br>પા. શીવલાલ | કડાકા મીલના માસ્તર |
| પા, હરીભાઇ | રાજનગર મીલના માસ્તર |

૨૫૫

---

આ પુસ્તકના કર્તા સ્વજ્ઞાતી સેવક.

**દેશાઇ નારણદાસ જોરાભાઇ મુ. વીરમગામ**
**પા ગંગારામ જેઠીદાસ છત્રાલા.**

લી. કર્તા.

# કડવા પાટીદાર સુધારક ગાયન.

## મંગળાચરણ.

**ઓધવજી શંદેશો કહેજો શામને એ—રાગ.**

રે રઢીઆરા રઘુવીર જગદાધારજો,
પ્રભુજી આ પાટીદારોના પોકારજો.
કૃશ્ન કૃપા કરી કષ્ટ હવે કયારે કાપશો,
બીઠલ વર હવે વીનતી હમારી ઉર ધારજો. રે.
શામળીઆ સ્વપને હમે દુઃખ નવ પામીએ;
કરો શામ સલુણા સુખ તણા વિશ્રામજો.
ગીરધારી ગોવરધન જમણે કર ધર્યો,
ઉતાર્યો છે ઈંદ્ર તણો અભીમાનજો. રે.
મુજ જ્ઞાતિતણા કુધારા કેશવ કાપજો,
દેજો સૌને સુધારા કેર સુખજો.
ત્રીભુવન તરત બુજાવો જવાળા કુસંપની,
ઘેર ઘેર મોહન માગુ મંગળ મુખજો. રે.
વનમાળી વરદાનજ આપો એટલું,
વિધા વધારો કરોને કેશવરાયજો.
પુરશોતમ પર નીંદ્રા મુખથી ટાળજો,
અને નેહ નજરથી નારાયણ નીરખાયજો. રે.
પાતળીઆ પરસન ઈશ્વર માનીએ,

ત્રીકમ તજીએ કજીઓને કકાશજો.
અલબેલાજી એવીરે બુદ્ધી આપજો,
પ્રભાતે ઉઠી સમરૂ શ્રી ભગવાનજો. રે.
સુદરજી આ ભોળા ભાઇઓને ભરમાવજો,
ભોળપણામાં વેચાણા ઘર બારજો.
કુડીઆને કપટી તેલોકો લુંટે ઘણા,
ઢુંગ કરીને ધુતી લે ધુતાળજો. રે.
કર કરૂણા હવે હદ થઇ કમળાપતી,
ઓધવજી તમે નોધારાના આધારજો.
મોરલીધર માધવરે મન થકી માગીએ,
દેવકી નંદન દુઃખને દરીદ્ર જાયજો. રે.
લક્ષ્મી કેરા પતીરે લક્ષમાં લાવજો,
વારે ચડજો સુભદ્રાના વીરજો
બે કર જોડી દાસ ગંગારામ વીનવે,
દેજો હમને અધીક ધારણ ધીરજો. રે.

---

## ગાયન ૨ જું.

વ. શ. અવનીમાં સુખ છે સર્વને સંપમાં
કુસંપ કલેશરાજ દુરજ કરીએ ને સંપતણું સુખ લઇએજી
વીરા અવનીમાં સંપથકી શુખ થાયજો,
દુરીજન સંગત દુર કરીને સજજન શીખ સમરીએજો.
સજજનોનું શરણુ સદા સત સંગજો.
કુડ કુધારો દુર કરીને સત્ય સુધારો કરીએજો,

ન્યાતીનું હિત સુધારક હોયજો.
ઘર વેચીને વરો ન કરીએ જુગટડે નવ રમીએજો.
ગયા જુગટામાં પાંચે પાંડવ વનજો,
એક શબ્દમાં સમજી લઇએ ને મુમત મુકી દેઇએજો,
કહે ગંગારામ સુધર્યાથી સુખ થાય જો.

---

## ગાયન ૩ જું.

### ધીરાના પદનો રાગ.

પાટીદાર જાગોરે ઘેરણના ઘેરેલા,
ઘોર નિદ્રામાંરે આવી ગઇ અંત વેળા પાટીદાર.
લોહી માંસ ન મળે શરીરે હાડપીંજરવત પેખું
પરાંણે શ્વાસ લેઇ ફરતાં પર આધારે દેખું,
પીડ નવ પરખો રોગોના પીડેલા. પાટીદાર.
કુધારો કોલેરા લાગી લેવા બેઠો પ્રાણ,
બાળલગન ત્રીદોસની પીડા કરવા બેઠી હાણ,
મમત નવ મુકોરે કબુધીના કોહેલા. પાટીદાર.
હીતકારી નાડી વૈદો તે આપે ઔષધ સાર.
કડવાં કહાએલાં લાગે રૂચે નહિ લગાર.
ભુવાભામા કરવારે દોડો તમે વેહેમેલા. પાટીદાર.
ઇર્ષા દવેશ આદે લેઇ રોગો પીડે મહા મલીન.
ઐકય નહિ એ જવરની પીડા લાગી રાતને દીન.
દવાને નવ રાચોરે રાચોદારે મંત્રેલા. પાટીદાર.
કેળવણી સજીવન બુટી ઘુંટી પીવા હીત,

મુખ મેલતાં શુકો કાઢો કેમ સુધરે વીપરીત,
ફરે વૈઃ પાછારે શ્રમ લેઇ થાકેલા. પાટીદાર.
ક્ષુધા ઉઘડવા દે સુધારો તેને ઢોળી નાંખો,
હિર્ણ્યગર્ભ વીધાને પાતાં મુખ બીડાને રાખો,
હિતકર કહે છે રે કેમ સુધરે આ વેળા. પાટીદાર.

## ગાયન (૪) થું.

### (વૈદરભી વનમાં વલવલે) એ રાગ.

ભાવઠ ભાગોને ભુદરા કહીએ કણબીનું દુઃખ
કરૂણાલય કૃપા કરી કયારે આપશો સુખ ભાવઠ ૧
કારતકે કણબી કુવે ગયો શીર ઉપાડી કોશ
ઘઊંડા વાવવાને કારણે જોયા શુકનને જોશ ભાવઠ ૨
માગશરે મનમાંહી મલપતો રૂડા ઘઊંડા દેખાય
પણ ગેરૂજો આવે નહિ ભાવઠ ભરની જાય ભાવઠ ૩
પોશ મહિનાની ટાઢડી વાયુ શીયાળુ વાય
કણબી પાશે કપડાં નથી દાડી કડકડ થાય ભાવઠ ૪
મહમહીને મનમાં વિચાર્યું દેખી ઘઊંડાની પેર
આડધાં આપીશું વણીકને આડધા લેઇ જઇશું ઘેર ભાવઠ ૫
હોળી દેખી કાળી ઉલટયા એવી ફાગણુની પેર
ખેતર વિષે ચોરી કરે કણબી જાય જો ઘેર ભાવઠ ૬
ચાયતરે ચીંતા હેવે ઘણી વેરો ભરવાને માટ
ઘર માંહી દામ મળે નહી જાય વણીકને હાટ ભાવઠ ૭
વાઇશાખે વીવાહ આદર્યા લીધું શુભ લગન
વણીનું મન દેવું કરી થયા મનમાં મગન ભાવઠ ૮

જેઠ મહીને ઝટ ઉઠતો ખાતર ભરવાને કાજ
ખંતથી મહેનત બહુ કરે રાખો ઇશ્વર લાજ ભાવઠ ૯
અશાડે આંતિડુ ઝાલીયું ખેતી કરવાને માટ
ઘરમાંહી બી કે બેવડ નથી જાય વણીકને હાટ ભાવઠ ૧૦
માશ શ્રાવણ ભલે આવીયો ભીંજાય કણબીની નાર
કેડમાં લટકે બાળકું માથે નીતરે ચાર ભાવઠ ૧૧
ભાદરવે પુંખ બહુ થયો મનથી ગાળો ધાશ
ખેતર ટોવાને કારણે હાથે ગોફણ ઝાલ ભાવઠ ૧૨
આશોમાં કણબી વાશો રહે ટાઢા ટુકડા ખાય
કેવો દીન દીવાળીનો ન જાણે મનમાંય ભાવઠ ૧૩
અધીકમાં અધીક શું કીજીએ કહીએ કણબીનું કર્મ
રળવાથી ખર્ચ કરે ઘણું ગંગારામ જાણે મર્મ ભાવઠ ૧૪

## ગાયન ૫ મું.

### ભુજંગી છંદ.

અરે સાંભળો સજ્જનો વાત મારી રૂચેતો ગ્રહો હોય જો હીતકારી
ધરો ટેકને સંપજ્ઞાતી સુધારો સખીદીલના બંધવો પાટીદારો ૧
ભણો ભાવથી બાળકોને ભણાવો મળે સુખ તેથી સદા મન લહાવો
વડી છેજ વિદ્યા વિપત્તી વિદારો સખી દીલના બંધવો પાટીદારો ૨
કરોને સુધારા વધારા સ્વજાતીબચ્ચે બંધુ તેથી પીડાતા વૃથાથી
નથી જે અનુકુળ કાઢો કુધારો સખી દીલના બંધવો પાટીદારો ૩
વીવેક નથી વ્યય તમો હસ્તથાતો કરો જેટલો તે નકામોજ જાતો
નથી લાભ થાતો તે મનથી વીચારો સખી દીલના બંધવો પાટીદારો. ૪
ગયું સુખને દ્રવ્ય વિપરીત વ્યયથી તથાપી ડરો ન તમો એજ ભયથી

પ્રતીદીન કરતા રહોછો વધારો સખી દીલના બંધવો પાટીદારો
ફુલાશો નહિ ખર્ચ મોટાં કરીને જવાના ધસાઇ રહોને ઠરીને
નથી પાસ નાણું તમે મન વાળો સખી દીલના બંધવો પાટીદારો ૬
છકેલા પણું છોડશો બંધુ જ્યારે થશે ઉન્નતી તો તમારીજ ત્યારે
થશો નમ્ર મનના મટાડી વિકારો સખી દીલના બંધવો પાટીદારો ૭
અત્યારે વધી છે જુઓને ગરીબી લહો પાક મોટા ઘરેન મળેબી
રહો જેટલું તે લઇે લેણદારો સખી દીલના બંધવો પાટીદારો ૮
તમો શાળી ગોધુમને નીપજાવો ત્થાપી રહયો બાજરો નીત્ત ખાવો
સુકોને લુખો ખાઇને દીનગાળો સખી દીલના બંધવો પાટીદારો ૯
દહી દુધને ગ્રત નિપજાવનારા ત્થાપી પીએ ઘેશ ને છાશ બાળા
કરોછો કસર તોય ન આવે સુખારો સખી દીલના બંધવો પાટીદારો ૧૦
તમે પાક મોટા કપાશે કરો છો છતાં તો ઉઘાડા દીસેથી ફરો છો
લશે વસ્ત્રતો ચીથરાંવત ન્યાળો સખી દીલના બંધવો પાટીદારો ૧૧
જુઓને વણીકો તમારા જમાને પળી તેલ મીઠાના ધંધામાં જામે
તમો દ્રવ્યથી તે બને શાહુકારો સખી દીલના બંધવો પાટીદારો ૧૨
હિસાબો કરે શેઠ તે સત્ય માનો ગણ્યા સોકે છતે તમો નવ જાણો
લહે એમ ખેંચી તમારો વધારો સખી દીલના બંધવો પાટીદારો ૧૨
ભણેલા નથી દેખશો કુળ શાખે વિનાજ્ઞાન સુખ દુખ તે કોણ આંકે
રળો છો ખાતા નવળે દી તમારો સખી દીલના બંધવો પાટીદારો ૧૪
રળો થોડુને ખરચ ઝાઝું કરો છો વળી આવે અવસર ફુલ્યા ફરો છો
કહો કેમના આવે ગરીબીનો વારો સખી દીલના બંધુવો પાટીદારો ૧૫
થઇ છે હવે હદ જાગોને વીરા સુધારો સ્વજાતીને ગરજાવી ગીરા
કહે હીતકર હીતના ઉદગારો સખી દીલના બંધવો પાટીદારો ૧૬

# ગાયન ૬ ઠું.

## પાટીદારોના મરણ પાછળ નાતવરા અને તેથી વેઠવો પડતો ત્રાસ

## દાણુ લીલાનો રાગ.

વીરા આપવીતી વાત જાણીએરે કરી સુધારોને શુખ માણીએરે
તમે ગ્નાતીવરા કેરૂ દુખ પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એકવાત કહુ શુણુજો વીરારે તમે સમજી લેજો મનમાં ધીરારે
કહું ગ્નાતીવરાનો રીવાજ પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક વ્રદ્ધ વડીલ સાઠ વરસનારે તેમને ખરચની ઝાઝેરી તરશનારે
મરતી વખતે વીચાર્યું મન પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
પાશે બોલાવી પોતાની નારનેરે મારૂ કારજ કરજો સારનેરે
આપણે છીએ ઇજતદાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
પછી ડોશા મરણુને શરણ થયારે તેમને પાલખીમાં બાંધીને લેઇ ગયારે
કીધી દહન ક્રીયા શમશાન પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
સૌકો નાહી ધોઇને ઘેર આવીઆરે બેઠા ઘરમાંને વીચાર લાવીઆરે
પણુ ગરીબ દશાનુ ઘરબાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
દીન બીજે ડોશાની ટાઢી વાળીનેરે ઘરમાં દીકરા મોટા ભાળીનેરે
તેના કુટુંબી કરતા વીચાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક ડોશાને બે દીકરા રળેરે આવો અવસર ફરીને નહી મળેરે
પછી થવાનું હોય તે થાય પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક લોળીયુ કાંટા વેચી આવીઆરે તેની અરીણુ તમાકુ લાવીઆરે
બેઠુ રાવણું કરવા વીચાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
આપણે ખરચ તે કરવું ડોશા તણુરે માટે નોતરવું છે કુટુંબ ઘણુંરે

માટે ચીઠીઓ લખો દશબાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
પ્રથમ ચીઠી લખી વેવાઇશાળનેરે પછી છોકરાંના મામા મોશાળનેરે
લુગડાં ઉતારીને વાંચજો આવાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
બેન દીકરી ભાણેજ ફોઇ ચારનેરે બીજા સગા વાહલાં દશબારનેરે
આવજો શાતમને સોમવાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
હવે ઘરમાંતો દામ એક નથીરે પણ સારૂ ખરચ કરવું સરવથીરે
નહીતો ઈજત આબરૂ જાય પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક ખેતર હતુ તે વેચીયુરે એક ઘરતે ઘરાણે મેલીયુરે
પણ આટલેથી પુરૂ ન થાય પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક ઉકરડો લખી આપીઓરે એક પુત્ર સાથી (નોકર) કરી થ.પીઓરે
કર્યા પાંચ વરશે રૂપીઆ પચાશ પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
તેના ઘી ગોળને બઉ લાવીઆરે પછી આપ કુટુંબી તેડાવીઆરે
વીરા હવે શુ જોઇશે આજ પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
હવે મરચુ મીઠુને હળદર લાવજોરે પછી રસોઇ કરવા તેડાવજોરે
હવે તેનો શો કરવો વિચાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક હાંશડી તે વેચી આવીઆરે તેના સર્વ મશાલા લાવીઆરે
પણ દાળ ચોખાનો ઉચાટ પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક બળદ તે વેચ્યો બત્રીશમાંરે દાળ ચોખા તો લાવ્યા છત્રીશનારે
તોયે રૂપીઆ તો ખુટયા ચાર પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
કર્યો શીરો તે સૌ કોઇ ખાઇ ગયાંરે સારૂ ખરચ કર્યું જશ દેઇ ગયાંરે
હવે સજ્યાનો કહુ મહીમાય પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક ભેંસ વેચીને ગાય લીધીરે તેતો શજ્યામાં બ્રામણને દીધીરે
આપ્યાં સારાં વસ્ત્ર કેરાં દાન પાટીદાર ખરચની વીનતિ સાંભળોરે
થાળી વાડકાને ગોદડાં સૌ આપીઆંરે એક ખાટલાની અંદર નાંખીઆરે

કાપ્યું બ્રાગણુ કેશ દુખ પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
સર્વે સગાં જમીને ચાલ્યાં ગયાંરે પેલાં ડોશીતો પાયમાલ થઇ રહયાંરે
કીધુ ઇજત રાખવાનુ કામ પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
એક દીકરો તે દહાડી મજુરી કરેરે પેલી ડોશીતે પારકુ પાણી ભરેરે
બીજો દીકરો સાથી પણામાંહે પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
વીરા આવા ખરચ તમે બંધ કરોરે તોતો સંસાર સાગર સેહેજે તરોરે
નહીતો દુખના દીવસ જાય પાટીદાર ખરચની વીનતી સાંભળોરે
વીરા સમજો હવે હદ થઇરે આવું થશે પછી ઇજત શી રહીરે
કહે ગંગારામ શભા માંહે પાંટીદાર ખરચની વીનતી સાંભળોરે

---

## ગાયન ૭ મુ

અવશર આવે જાય અભાગી અવશર આવો જાય
મનમાં ગોથાંખાય મુરખડા અવશર આવો જાય
માત પીતાનુ કારજ કરતાં પાછુ નવ જોવાય
દીકરી કેરો અવસર આવે પોક મુકી રોવાય અવશર
વિદેશી વસ્તુ વહાલી લાગે પૈસા બહુ ખરચાય
સ્વદેશીને ઉત્તેજન આપો હીંદની ઉન્નતી થાય અવશર
પરમારથમાં પ્રાણુજ આપો દાનજ દો વીધાય
ભવ સાગરમાં શહેજે તરશો ઘોર કળીયુગ માંય અવશર
હાડ ચામને લોહી માંસનું પુતળુ આ કહેવાય
આંખ મીચંતાં પડી જવાનુ ઘડી પલકની માંય અવશર
શુધારક શુ ખોટું કહેછે ભરી શભાની માંય
જ્ઞાતી તણુ જો હીતચાહોતો સૌ જન સુખીઆ થાય અવશર

## ગાયન ૮ મું.

### ભુજંગી છંદ.

અરે બંધુઓ બુદ્ધી છે મુજ કાચી વંદુ વેણુતે માનજો વાત સાચી
સંઘી સંપને કલેશ જો દુર જાયે નક્કી ગ્નાતીની ઉન્નતી એમ થાયે
ભણાવો ગણાવો તમે બાળકોને કરો દેખતા ઠોઠ રાખો ન કોને
વિધાની વડે સરવે કામો રીધાયે નક્કી ગ્નાતીની ઉન્નતી એમ થાયે
વળી છેતરેના છળે કોઇ એને ટળે તાપ તેના મળે સુખ તેને
લહે લહાવ સારો તે અવનીની માંહે નક્કી ગ્નાતીની ઉન્નતી એમ થાયે
ભણેલા વણીકો તે મનથી વીચારો ઉમંગે વધાવે ઉદ્યોગો હજારો
વિદેશે જઇ ખુબ પૈસા કમાએ નક્કી ગ્નાતીની ઉન્નતી એમ થાયે
ગ્નાતી વરાની કહું એક વાત કરો છો જુલમો કરી ફરજીયાત
બચે બહુ ગરીબો વરા જો રોકાય નક્કી ગ્નાતીની ઉન્નતી એમ થાયે
કરી સંપને ખર્ચ ખોટા ઘટાડો કન્યાવીક્રયને બાળલગ્ન મટાડો.
નથી જે અનુકુળ કુધારા જાયે નક્કી ગ્નાતીની ઉન્નતી એમ થાયે
તમે છો મહા આભના સ્થંભ જેવા અત્યારે થયા છે કહો હાલ કેવા
સુણી વાત ને જો સુધારા કરાએ નક્કી ગ્નાતીની ઉન્નતી એમ થાયે
તમે છો સદા સર્વને પાળનારા સ્વગ્નાતી તણાં સંકટો હરનારા
કહે હીતકર શબ્દ સાચા મનાએ નક્કી ગ્નાતીની ઉન્નતી એમ થાયે

---

## ગાયન ૯ મું.

### ઓધવજી સંદેશો કહેજો શામને એ રાગ.

પાટીદારો ભર નીંદ્રા થકી જાગજો
અધીક ઊંઘશું આવી માહારા વીરજો

જાગીને જોશોરે જ્યારે બંધવા
હૃદય વીષે નહિ રહે ધારશું ધીરજો.　　　પાટીદારો.
સુખ અને શાંતિના દીવસ વહી ગયા
આવ્યું અચાનક દાવાનળ બહુ દુઃખજો
આળસ મરડી પાણીથી મુખ પખાળીને
શોધો સાધન જેમાં સમાયુ સુખજો　　　પાટીદારો.
સાવધ થઇને હાંકોને વીરા હેતથી
સંસાર સાગરમાં જ્ઞાતી સુધારાનું નાવજો
કઠણ ખેવટીઆ થઇને નૌકુકર ધરો
ભવજળ તીરે જરૂરપણેથી જાવજો　　　પાટીદારો
રસ્તામાં જાજોરે વીરા જાળવી
સંસાર સાગરમાં વાંકી વસમી વાટજો
મહા મોટા મચ્છ વચમાં વીધન આડરે
આડ આવીને કરશે અતી ઘુંઘાટજો　　　પાટીદારો
આકળા થઇને ઉતાવળ નવ કીજીએ
ઉતાંવળેથી લાગે થાક અપારજો
વીકટ વાટને પંથ ઘણેરો વેગળો
ધીરજપણાથી મળશે ઉતમ સારજો　　　પાટીદારો
રખવાળા લેજોરે રસ્તે ડર ઘણો
પેશંજરને દેવા અહકી ધીરજો
મુસાફરીમાં સંકટ બહુ આવી અડે
પણ હીંમત નવ હારશો જ્ઞાતી વીરજો　　　પાટીદારો
વિધારૂપી ધન લેજો સૌ સાથમાં

જેથી સરશે સરવે તમાં કાજજો
આળસ રાખી ઉદ્યમ જો તમે નહિ કરો
તો તેડે આવેલું ડુબી જશે તમ નાવજો   પાટીદારો
જગતમાં જનમીને જન જશ મેળવે
કષ્ટ વેઠી કરે જાતી સુધારાનું કામજો
ઉજળી તેણે આપ જનેતાની કુખને
હીતકર તેરાં માન્ય કરો પ્રણામજો   પાટીદારો

---

## ગાયન ૧૦ મું.

### રાગ ક્ષત્રીકલંક.

તમે ઉઠો ઉઠો ઉગીઆના બાળ
શું આળસમાં ઉંધી રહ્યા રે
પાણી આવ્યા પહેલાં બાંધી લ્યોને પાળ
શું આળસમાં
આવ્યું કુધારા રૂપી પુર   શું
તેમાં તણાઇ જશો મહા શુર   શું
કરો સુધારા રૂપી નાવ   શું
તેમાં બેસીને સામે પારે જાવ   શું
તમે આપ વીચારોને મન   શું
ગાંઠે બાંધી લ્યોને વિદ્યા રૂપી ધન   શું
જેમાં સગાં વહાલાંનો નહિ લાગ   શું
નીજ ભ્રાત માગશે નહિ ભાગ   શું
સાત સામટા પડશે દુષ્કાળ   શું

પણ વિદ્યા ધન ખુટે ન લગાર શું
જેને લુંટશે નહિ કદી ચોર શું
ચઢાય જંગલ હશે મહા ઘોર શું
તેનાં કાર્ય થશે સૌ સીધ શું
વીદ્યા વડે પામશો નવનીધ શું
લ્યો ફરજીઆત કેળવણીનું જ્ઞાન શું
આપો મહારાજાના (સીયાજી)હુકમને માન શું
માટે મન વિચારો તત્કાળ શું
તજી સ્વારથ ભણાવો નીજ બાળ શું
ખર્ચ મોટાં ન કરશો લગાર શું
ચાલો વખત વીચારીને આ વાર શું
બાળલગનતણો કાંક કરો બંધ શું
નહિ તો ભરશો સયાજીને દંડ શું
કન્યા વિક્રયથી સુખ નવ થાય શું
તેવા નર તો નીશ્ચે નરક જાય શું
કરૂં આગેવાનોને હું અરજ શું
કરો સુધારાને બજાવો ફરજ શું
આવા ચાર સુધારા જો થાય શું
તો તો દુખ સહુ દેશનું જાય શું
જાગો જાગો વખત વહી જાય શું
કહે હીતકર સુખી સૌ થાય શું

## ગાયન ૧૧ મું.

### હરી ભજન વીના દુખ દરીઆ સંસારનો પાર નહી આવે
( એ રાગ ).

સ્વજ્ઞાતીજનો સૌ જન મળતાં સર્વે સુખડુ માણ્યુ
જગમાં જોતાં જ્ઞાતી સુધારા શમ સુખ અધીક ન જાણ્યુ
પાટીદારોએ જોયુ જાગી સ્વજ્ઞાતી સુધારાની લહે લાગી
બાવઠ આખા ભવની ભાગીરે સ્વજ્ઞાતી જનો.
સહી દુખ સુખ અવની પર ફરજો સ્વજ્ઞાતી તણાં સંકટ હરજો
એવાં સત કામ સદાએ કરજોરે સ્વજ્ઞાતી જનો
તમે શકતીમાં સમરથ કેવા જાણે પાંડવમાં ભીમભાઈ જેવા
તમે પૃથ્વીમાં પ્રગટ થયા તેવારે સ્વજ્ઞાતી જનો
તમે ઘી ગોળનેઘઉ નીપજાવો તમકર્મમાં રહ્યો કોદરોખાવો
ગયો જનમારો એળે આવોરે સ્વજ્ઞાતી જનો
તમે પેટફાડોછો ધરતી તણુ તેમાં નીપજાવો અન્ન ઘણુ
તોયે ભોગવોછો નીર્ધન પણુરે સ્વજ્ઞાતી જનો
તમે પાક ઘણેરા કપાશ કરો પણ વસ્ત્ર વીના અંગ ખુલ્લે ફરો
તમે મજુરી કરીને ઘર વણીક ભરો રે સ્વજ્ઞાતી જનો
તમે ખર્ચ કરોછો અણધાર્યું નથી કરતા સુધારકનું વાર્યું
પાયમાલ થઇને કરશો હાર્યુ રે સ્વજ્ઞાતી જનો
તમે ટાઢ તાપ વરસાદ સહો તમે શતદીવસ વનવગડે રહો
પણ સુખીઆ નહી તેનુ કારણ કહોરે સ્વજ્ઞાતી જનો

તમે હાથેરળેલુ ધનધાન્ય હર્યું તમે કુટુંબ પોષણમાંકરજ કર્યું
છોકરાં રળી ભરશે મન આદર્યું રે સ્વજ્ઞાતી જનો
વીરા સુધારો હવેતો હદ થઈ ઘરબાર ઘરેણુને લક્ષ્મી ગઈ
કહે હીતકર જીભ મમ ઘશાઇ ગઇરે સ્વજ્ઞાતી જનો

---

## ગાયન ૧૨ મું.

### પુનમ ચાંદનીનો રાગ

ભજીએ ભાવ ધરીને હેતે ઉમીઆમાતનેરે.
જે છે જગત જનેતા તારણ પાલણહાર.
માના ચરણ કમળમાં ચિત્તસદા ચોટાડીએરે.
દેવી જગતજનુંની જુગમાં દીનદયાળછેરે.
જેના દર્શનથી ટળે કોટી અપરાધ. માનાચરણ.

શાખી.

એકશમે શીવજી ગયા, તપસ્યાકારણ વન.
ઉમીયા રહી ત્યાં એકલી, આપવીચાર્યું મન.
ઉમીયા અંગે તણો પરશેવો આપ ઉતારીઓરે.
તેના પુંતળાં પ્રગટયાં એકશોને પાંચ. માનાચરણ.

શાખી.

વનથકી શંભુ આવીઆ ઉમીયાએમાંડી રાડ.
આ સર્વને સજીવન કરો હું માનું તમારો પાડ.
ત્યારે પારવતીને શીવ કહે શુણ સુંદરીરે.

સજીવન કર્યાથકી તો થાશે મહા સંતાપ. માનાચરણ.
શાખી.
વળતી ઉમીઆવાણી વદે એ સરવે મુજ બાળ.
થવાનું થાયે ભલે પણ પ્રગટ કરો તત્કાળ.
ત્યારે અંજની ભરીને અમરૂતથી સજીવન કર્યાંરે.
તો પણ સરવે ઉઠી શીવને દીધી ગાળ, માનાચરણ.
શાખી.
તેમાં નરબાવન જણા ત્રેપન અબળા જાત.
ત્યાં કણબી ઉત્પન્ન હુવો વિશ્વવિષે વિખ્યાત.
સૌકો ખાયપીએને દિવસ ગુજારે મોજમાંરે.
થાએ દશેવરશે ઉમીયાને ઉચાટ. માનાચરણ.
શાખી.
નારદમુની તેડાવીયા પરણાવ્યાં સરવે બાળ.
દુદંભીવાગ્યાં દેવનાં વરત્યો જય જયકાર.
પણ નર એકને નારી બે બાકી રહયાંરે.
તેથી દીન અષ્ટમે કીધી માંડવરાત. માનાચરણ.
શાખી.
બાબાનારાબા થયા કણબીના કણબીજ.
હજીએ મીઠા નહિ કડવા કણબી બીજ.
માના હેત ધરીને ગંગારામ ગુણ ગાય છેરે.
હુંછું જનમે જનમ તુંજ ચરણ કમળનોદાસ. માનાચરણ.

સમાપ્ત.